GAP भाषा
A MULTILINGUAL JOURNAL OF RESEARCH
( ISSN – 2582-8770 )
Globally peer-reviewed and open access journal.

# "સાહિત્ય અને સામાજિક બહિષ્કાર"

## (મોહન પરમારની ટૂંકીવાર્તાના સંદર્ભમાં)

**Devmorari Pratiksha M.**
Ph. D Scholar
Department of Sociology
Gujarat University
Ahmedabad-380009.

### પ્રસ્તાવના

સાહિત્ય સમાજ માટે હંમેશામાર્ગદર્શક બન્યું છે. સાહિત્યમાં જેમ સમાજનું પ્રતિબિંબઝીલાય છે. તેમ સમાજ પણ સાહિત્યનો પ્રભાવ ઝીલીને પોતાની વિભિન્ન મુદ્દાઓ રચતો હોય છે. તેમાંય ભારતીય સમાજ તેના રાજકીય, સામાજિક, આર્થિક, સાંસ્કૃતિ સંદર્ભો સાથે રચના કરે છે.સમાજશાસ્ત્રમાં 'સાહિત્યનું સમાજશાસ્ત્રના' નામે એક જુદી શાખા વિકસી રહી છે. સમાજને સમજવા માટે સ્થળ, સમય, સમૂહના સંદર્ભમાં સમજી શકાય છે. સાહિત્યનો આધાર લઈ આપણે સમાજના સમૂહો જેવો જ્ઞાતિ વર્ગ, જાતિ,સ્ત્રી, પુરુષ (જેન્ડર) વગેરે સમાજશાસ્ત્રીય દૃષ્ટિકોણથી અભ્યાસ કરવામાં આવે છે. મુખ્યત્વે નારીવાદી સાહિત્ય, દલિત સાહિત્ય, લોક સાહિત્યના પરિપેક્ષ્ય દ્વારા મોટાભાગે અભ્યાસો થાય છે. ગુજરાતી સાહિત્યમાં પણ દલિતો માટે તેમની વેદના વ્યથા સમસ્યાઓ પરિસ્થિતી સમાજનો દલિતો પ્રત્યેનું વલણ રજૂ થાય છે. આ પ્રકારના સાહિત્યને દલિત સાહિત્યમાં વાર્તાઓ, નવલકથાઓ, કવિતા, આત્મકથા દ્વારા આપણે દલિતો પ્રત્યે થતો બહિષ્કાર સમસ્યાઓ પરિસ્થિતી, મૂલ્યો, પરંપરાઓ જાણવામાં મદદરૂપ બને છે.

પ્રસ્તુત અભ્યાસમાં દલિતોની સમસ્યાઓનો તથા બહિષ્કારને ગુજરાતી સાહિત્યકાર મોહન પરમાર રચિત ટૂંકીવાર્તા સાહિત્ય સ્વરૂપને 'કન્ટેન્ટ એનાલિસિસ'પદ્ધતિ દ્વારા અભ્યાસ કરવામાં આવ્યો છે.આ અભ્યાસનો હેતુ સાહિત્યના માધ્યમથી દલિતોનોસામાજિકદરજ્જો, તેમના પ્રશ્નો, સામાજિક બહિષ્કાર વગેરેનું વિશ્લેષણ કરવાનો છે.

### 1) દલિત સાહિત્ય

દલિત સાહિત્ય સંજ્ઞામાં વિશેષ ભાવ અને અર્થ સમાયેલો છે. સંસ્કૃત દલ ધાતુમાંથી દલિત શબ્દ આવ્યો છે. દલિત એટલે નાશ પામેલો, દબાયેલો, કચરાયેલો, ખંડિત કરેલો, પદ દલિત વગેરે. આઝાદી પછીના દલિત સાહિત્ય એ યુગ ચેતનાનું પ્રતીક બનીને ઉપસે છે.

**"દલિત લેખકો દ્વારા, દલિતોના વિષયમાં લખાયેલ ક્ષોભકારી, વિદ્રોહકારી, સાહિત્ય એટલે દલિત સાહિત્ય."**દલિત સાહિત્યના કેન્દ્રમાં માણસ - વ્યક્તિ અને દલિત સમાજ છે. દલિત સાહિત્યના મૂળમાં માણસની પીડા, શોષણ, અત્યાચાર, ગુલામી, તિરસ્કાર, જાતિભેદ, લિંગજોગ જેવા અનેક કારણોથી શોષિત દલિતોની મુક્તિ વેદનાઓ અને અવાજ આપતું સાહિત્ય એટલે દલિત સાહિત્ય.

### 2) ગુજરાતી ટૂંકીવાર્તામાં દલિત

૧૯૮૦ પછી પ્રમાણમાં દલિત વાર્તાઓ પણ રચાવા લાગી. ઈ.સ. - ૧૯૮૭માં 'ગુજરાતી દલિત વાર્તાએ (સં.પા મોહન પરમાર - હરીશ મંગલમ) સંપાદન સાથે ગુજરાતી ટૂંકીવાર્તામાં દલિતોના પ્રશ્નો,પીડાઓનેપ્રગટ કરે છે. પ્રસ્તુત અભ્યાસમાં મુખ્ય સંશોધન સમસ્યા જ 'મોહન પરમારની ટૂંકી ગુજરાતીમાં દલિત સાહિત્યની શરૂઆત

કવિતાથી થઈ છે. પરંતુ, ધીમે ધીમેવાર્તાના સ્વરૂપ વિકાસ પામી. જોસેફમેકવાન, પ્રવીણ ગઢવી, બી કેશર શિવમ,દલપતચૌહાણ, હરીશ મંગલમ, મોહન પરમાર વગેરે. દલિત વાર્તાકારોનીવાર્તાઓની શરૂઆતથી ગુજરાતમાં દલિત વાર્તા સંગ્રહને વેગ મળ્યો. તેમાં પણ ગુજરાતી દલિત વાર્તાઓના વિષયમાં પણ વૈવિધ્ય જોવા મળે છે. જેવા કે અસ્પૃશ્યતા,દલિત સ્ત્રીઓ પર જાતિય શોષણ, રાજકીય શોષણ, આર્થિક શોષણ, સમૃદ્ધ બનેલા દલિતોનો સંઘર્ષ,સર્વણોના અત્યાચાર, અન્યાય સામે દલિતોની વાચા આપી.

## 3) વિષય વસ્તુ પસંદગી

અહિં પ્રસ્તુત અભ્યાસમાં અનુ આનુધિક યુગના ગુજરાતી દલિત સાહિત્યના સર્જક મોહન પરમાર રચિત દલિત ટૂંકીવાર્તામાં વ્યક્ત થતો દલિત સમાજ ને સમજવા માટે આ વિષય પસંદ કર્યો છે.

## 4) અભ્યાસના હેતુઓ

- સાહિત્યમાં વ્યક્ત થતો દલિત સમાજે સમાજશાસ્ત્રીય દ્રષ્ટિકોણથી સમજવો.
- સાહિત્ય દ્વારા દલિતોની સમસ્યાઓને જાણવાનો પ્રયત્ન કરવો.
- દલિત સમાજનું વાસ્તવિક સામાજિક, આર્થિક, રાજકીય પાસાઓનો અભ્યાસ કરવો.
- દલિત વાર્તાઓ અર્થ સંદર્ભ વિશ્લેષણ કરવું.

## 5) અભ્યાસની પદ્ધતિ

જ્યારે ગુણાત્મક માહિતીઓ પ્રત્યાયન માધ્યમો જેવાં કે પુસ્તકો, વર્તમાન પત્રો, આકાશવાણી કાર્યક્રમો વગેરને લાગુ પાડવા માટે આવે છે. ત્યારે તે સામગ્રી અને વસ્તુ વિશ્લેષણ કહેવાય.

(ગુડ અને ડટ - ૧૯૫૨)

## 6) માહિતી વિશ્લેષણ અને અર્થઘટન

મોહન પરમાર જણાવે છે તેમ સ્વતંત્રતા પછી પણ દલિતોની વિકાસ ગતિ ધીમી અને તેમના પ્રશ્નો અસ્પૃશ્યતા, અસમાનતા શોષણ, વ્યથા પીડા ગરીબી હજી એવાં ને એવાં જ છે. ૧૯૭૫ની આસપાસ દલિતો પર અત્યાચારનું વલણ વધ્યું. ૧૯૮૧માં અનામત આંદોલનનું બ્યૂગલ ફૂંકાયું. દલિતોની જાગૃતિનું નવોન્મેષશાળીસ્થિત્યંતર હતું. સામાજિક, રાજકીય હલચલ મચી ગઈ દલિતો હિન્દુ હોવા છતા એની હિન્દુ તરીકે થતી સતત અવગણનાને લીધે આત્મસમ્માનની ભાવના જાગી.

મોહન પરમારના ‘કોલાહલ- ૧૯૮૦’, નકલંક - ૧૯૯૧, કુંભી - ૧૯૯૬ અને પોઠ - ૨૦૦૧ અને અંચળો - ૨૦૦૮ વાર્તા સંગ્રહોમાંથી

| | | |
|---|---|---|
| - નકલંક | - કળણ | - વરસાદ |
| - આધું | - રઢ | - તોડલી |
| - કોહ | - ભ્રમણ | - જળાશય |
| - હિરવણું | - ઉચાટ | - કુંભી |
| - થળી | - ઘોડાર | - લૂંગડા |

કોલાહલ, નકલંક, કુંભી,પોઠ, અંચળો વાર્તા સંગ્રહોમાં દલિત સંવેદનાને વાચા આપે છે. તેઓની વાર્તામાં દલિતની

વ્યથા, કચડાયેલી જીવન સ્થિતિ, પીડાદાયક પરિસ્થિતિ, લાચારી, સામાજિક રિતિરિવાજો, રહેણી કરણી અને તેમની સમસ્યા રજૂઆત કરતી વાર્તાઓ છે. અને દલિત સમાજની તળપદી બોલીનો પણ સમાવેશ થાય છે.

1. નકલંક -નકલંકમાં દલિત અને અદલિતની પ્રેમકથાછે. આ વાર્તામાં ગામના મુખી મંગળદાને ત્યાં જતાં કાંતિ પ્રત્યે મુખીની પત્ની દીવા આકર્ષાય છે. અને વર્ગભેદની એક પ્રેમકથા વર્ણભેદ કલંકિત બનતા રહી જાય છે. એટલે વાર્તાનું નામ નકલંક રહે છે. નારીનું શોષણ કેન્દ્ર સ્થાને છે.

2. થળી-આ વાર્તાને નારીવાદી અભિગમથી પણ જોઈ શકાય છે.સવર્ણ માટે શરીરના ઉપભોગમાં કોઈ આભડછેદ નડતી નથી આ પ્રકારની માનસિકતા સામાજિક તિરસ્કારનીય છે.વાર્તામાં જાતીય શોષણ થયા પછી દલિત રેવીનો આક્રોશ બબૂકી ઊઠે છે. રેવી કાયમ જાતીય શોષણ કરતાં માનસિંહને સબક શીખવવા નું નક્કી કરે છે.

3. રઢ - વાર્તામાં દલિત નાયક જેવાં મેઘવાળને દશેરાના દિવસે ઘોડેદોડની હરીફાઈમાં પાછળ પડી ગયેલા ગામના સરપંચ જશુભા દરબારની વેરવૃતિની પ્રબળતા અને તેમાં મળતી નિષ્ફળતાની વાત થઈ છે.

4. કોહ - વાર્તામાં મણો ચમાર છે. અને કોસ બનાવવાનું કામ કરે છે. તેના દ્વારા બનાવેલા કોસ ખેડુત વાપરે છે. એકવાર કોસમાંથી ઉલેચતા પાણીને મણો પ્રયત્ન કરે છે. પોતાનો જીવ આપીકામ કરતાં દલિત માણસને ખેતરમાં પોતાના જ બનાવેલા ‘કોહ’ માંથી પાણી પીતાં સાંભળવું પડે છે, ત્યારે દલિત માણસનું હ્રદય કંપે છે.

5. જળાશય - વાર્તામાં પણ સમાજની એવીજ કુંકિત અને દયાજનક સ્થિતિનો પરિચય થાય છે. આ વાર્તામાં નાયકના મનમાં દબાયેલી, કચડાયેલી માનસિકતાને બતાવી છે.

6. ધૂરી - વાર્તાએ સામાજિક અને કાનૂન વિશે વાત કરી છે. પોલીસનું દલિતવાસમાં આવવું એ પણ દલિતો માટે પીડાદાયક છે. કેમ કે પોલીસો દલિતો ઉપર અત્યાચાર કરવા માટે કચાસ નથી રાખતી અને મનમાની થી વર્તે છે. અહીં વાર્તામાં વાંક ન હોવા છતાં કેશાજી. ડોસાને પકડીને લઈ જાય છે.

7. આંધું - વાર્તામાં દલિતોના ભયની રજૂઆત કરી છે. દલિતોએ સર્વણો લોકોના દરજ્જો મળે છે. તેમ સામાજિક પ્રતિષ્ઠાની કલ્પના પણ નહીં કરવાની કારણકે એમને કોઈ અધિકાર નથી.

8. તેતર - વાર્તામાં દલિતોની ગરીબી અને ભુખમરાની જીવન સ્થિતિને રજૂઆત કરે છે.

9. લૂંગડા - માં સ્ત્રી શોષણની વાત છે. ધર્માતાને સમાજમાં થતા અત્યાચારો વર્ણન કર્યુ છે. વ્યક્તિ માત્ર ધર્મ કે શ્રદ્ધાની આડમાં ધર્મના ઠેકેદારોથી કેવી શોષાતી રહે તે અહીં વર્ણન થાય છે. આ પ્રકારના શોષણનો ભોગ બધા સમાજની દરેક સ્ત્રીઓ બનતી હોય છે.

આ વાર્તામાં દલિત સ્ત્રી બાવાઓની વાતમાં ફસાઈ જાય છે અને શોષાઈ છે. વળી આ બાવાઓ ધાર્મિકતા અંગે પણ સ્ત્રી શોષણમાં કોઈ આભડછેદ નડતું નથી.

10. ઉચાટ - આ વાર્તા દલિત સ્તર રચનામાં છેલ્લા સ્તરની સફાઈ કામદાર મોંઘીના ઉચાટની મનોસ્થિતિ દર્શાવે છે. આ વાર્તા દલિતોના જીવન સમૃદ્ધિને પણ પ્રગટ કરે છે. દલિત મોંઘીના વાસ્તવજીવનને કલંક લગાડ્યા વિના સહજ રીતે મૂકી આપ્યું છે. દલિત - પીડિત શોષિત સમાજે કરવી પડતી સફાઈ ભારતીય સામાજિક વર્ણવ્યવસ્થાના ભાગરૂપે રચાયેલી પ્રથા છે. આવી પ્રથાનો વિરોધ વાર્તાની રજૂઆત છે.આ ઉપરાંત અશ્વપાલ ખડી ભાગોળ લાગ વેશપલટો આંગણું રઢ જેવી વાર્તાઓના આંધળી ધાર્મિક અંધશ્રદ્ધા - સામાજિક સ્થિતિ સંઘર્ષ જોવા મળે છે.

મોહન પરમારની મોટાભાગની દલિત વાર્તાઓમાં દલિતોના સામાજિક જીવન વ્યવહારોની પાણી, પ્રેમ, જમીનકૃષિ, જાતિય શોષણ, સરપંચ, અપમાન, વગેરેના પ્રશ્નો રજૂ થયા છે.

GAP भाषा
A MULTILINGUAL JOURNAL OF RESEARCH
( ISSN – 2582-8770 )
Globally peer-reviewed and open access journal.

## તારણો

- હિન્દુ સમાજના કલંક સમાન ગણાતા અસ્પૃશ્યત દુષણને કેન્દ્રમાં રાખીને લખાયેલી વાર્તા છે. શહેરમાં અસ્પૃશ્યતાનું પ્રમાણ ઓછું જોવા મળે છે. પણ, હજુ ગ્રામીણ સમાજમાં આવા દુષણ અત્યારે પણ જોવા મળે છે.'
- દરેક વાર્તામાં પત્રો દલિતપણ પીડાય છે. એવું નથી પણ દલિત હોવાને કારણે સમાજ તરફના વ્યવહારથી પીડાય છે.
- માનવ તરીકે નહીં પણ જાતિ તરીકે ગણાવી તેઓને નીચા ગણે છે.
- મોહન પરમારની દરેક વાર્તા ગ્રામ્ય જીવનના સામાજિક ઉચ્ચ - નીચના ભેદભાવ, અસ્પૃશ્યતા, અત્યાચાર, શોષણ, વગેરે... સમસ્યાઓનો સામનો કરવો પડે છે.
- દલિત સમાજનું સામાજિક આલેખન જોઈ શકાય.
- દલિત સમાજની પીડા સમસ્યાઓનું વાર્તામાં રજૂઆત થાય છે.
- દલિત સમાજની રોજીંદી જીવન ઘટનાઓનું વર્ણન થાય છે.
- અસ્પૃશ્યતા અન્યાય શોષણ વ્યથા - પીડા આક્રોશ વગેરે દલિત સમસ્યાઓ રજૂ થાય છે.
- ઉત્તર ગુજરાત ના ગ્રામીણ સમાજના દલિત જીવનના સામાજિક આર્થિક અને શારીરિક શોષણની વિશે વાર્તાઓ સંગ્રહ જોવા મળે છે.
- દલિત સમાજની તથા છેવાડાના માનવીની પીડા, અસમાનતા અત્યાચાર - અન્યાય, શોષણ, દબાણ, સંઘર્ષ, લાચારી, નારીના જાતીય શોષણના પ્રશ્નો દ્વારા દલિત સમાજનું વાસ્તવિક ચિત્ર રજૂ કર્યું છે.

## સંદર્ભ

- સાહિત્ય અને સમાજ -વિધુત જોષી
  પાર્શ્વ પબ્લિકેશન
- 'હયાતી : માનદતંત્રી - હરીશમંગલમ, લેખ વીસમી સદીનું ગુજરાતી સાહિત્ય - મોહન પરમાર
- ગુજરાતી દલિત સાહિત્ય - સ્વાધ્યાય અને સમાજ
  સંપાદકો - હરીશમંગલમ
  યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ - ૨૦૦૧.
  કોલાહલ-મોહનપરમાર
  કુંભી-મોહન પરમાર
  નકલંક - મોહનપરમાર
  પોઠ- મોહનપરમાર